# ગ્રાહકોને વિનંતી.

**કોમિ ચિતાર ભાગ ૧ લો**—આપણા પાક હાજર ઇમામની ગઇ સાલગ્રેહ પ્રસંગે બહાર પડયો ત્યારે બીજો ભાગ તુરત બહાર પાડી શકાશે એવી દરેક આશા હતી, પણ આજ કાલ મોટા મોટા પ્રેસ-વાળા માણસોની હાડમારીને લીધે કામ નહિ લેવાથી આટલી ઢીલ થવા પામી છે અને અમારા માનવંત ગ્રાહકોને વારંવાર ઉઘરાણી કરવા તસ્દી લેવાનું કારણ મલ્યું છે, પણ પ્રેસની હાડમારીને લીધે અમારાથી જે ઢીલ થઇ છે તે માટે ક્ષમા માગીએ છીએ.

**કોમિ ચિતાર** ભાગ ૨ જો—આ આ પ્રસંગે બહાર પાડતા અમો અમારા માનવંતા ગ્રાહકોને અરજ કરીયે છીએ કે હવે એવી ઢીલ થવા નહિ પામશે અને જેમ બને તે વેલાસર ભાગો બહાર પાડવા કોશેશ કરીશું.

પહેલાં ભાગમાં અમોએ જે વિગત આપી છે તેથી આ ભાગમાં જુદુજ લાગશે પણ વારતાનું વણ્ણ જેમ ઉકલતું જશે તેમ વાચક વર્ગને વધારે આનંદ મળશે એ જણાવવાની જરૂર નથી, જે ઓ ગ્રાહકો ન થયા હોય તેઓને જલદી થવા વિનંતી છે.

લી૦ પ્રગટકર્તા.

આ ચોપડી મળવાના ઠેકાણાં—

૧. ખોજા કાનજી [illegible] બુટવાળા ઠે૦ જમાતખાના સામે ખડક મુંબઈ નં૦ ૩

૨. મી૦ એન૦ એમ૦ બુધવાણી [illegible]

૩. કાન્ડી મહોલા ૮૦ [illegible] આગા [illegible] ચાલ—મુંબઇ નં૦ ૯

# પ્રકરણ ૨ જું.

## દુષ્ટ સંકેત.

" દુધ કરાવી પાન ઉછેરે નાગ લડાવી લાડ કદી પૂર્ણ પ્રિતે,
થતાં જરી સંતાપ બતાવે જાત કરાવે ઘાત દુષ્ટ સર્વ રીતે."

" હા એજ રસ્તો ઠીક છે." વિશાળ પણ સુન્ય અને એકાંત દીવાનખાનામાં બેઠેલા એક આધેડ શખ્સે પોતાની સામે પડેલા ટેબલ પર હાથ પછાડતાં કહ્યું. અને પાછો ખુરસીપર મુછો આમળતો વિચારમાં પડ્યો.

પ્રિય વાંચક ! આ શખ્સ કોણ છે ? તે તું નથી જાણતો તેથી તેની થોડી ઓળખ આપવી અત્યારે યોગ્ય થઇ પડશે.

* * * *

**મહુમદઅલી** શેઠ એક ખાનદાન કુટુમ્બના સદ્ગૃહસ્થ છે. તેમની ઉમર ફક્ત ૩૫ વર્ષની છે પણ તેટલી નાની વયમાં એક ભિખારી જેવી હાલતમાંથી ભૂજ બળથી ભાગ્ય પરિક્ષા અજમાવી, પોતાના લલાટ પરનાં પાંદડાને ઉડાડી કિસ્મતનો ઝળકાટ ખુલ્લો કર્યો છે.

**મહુમદઅલી** શેઠનો જન્મ કાઠીયાવાડના ભાવનગર પ્રગણાના એકાદ ગામડામાં થયો હતો. બાપ બકાલાનો ધંધો કરી માંડ માંડ પુરૂં કરતો હતો. **મહુમદઅલી** શેઠ એક કંગાલ ઘરમાં ફાટેલી ગોદડીથી વિભુશીત કાથાના ભરેલા ખાટલામાં જન્મ્યા હતા. છાશ ચટણી અને બાજરી કે જવારનો રોટલો ખાઇ ઉછર્યા હતા. **મહુમદઅલી** શેઠના પિતા જો કે બકાલું વેચતા પણ દૈવયોગે મોટી ઉમરે મેળવેલા આ પુત્ર રત્નને તે ધંધામાં નાંખવાને ન્હોતા ઇચ્છતાં. એ તેમનો પુત્ર પ્રત્યે પ્રેમ હતો. **મહુમદઅલી**ના પિતા નાગજીભાઇ જાણતા હતા કે છોકરો કાંઇક ભણશે તો કયાંઇ પણ કમાઇ ખાશે, અને તેથી કોઇપણ ભોગે સુખ દુઃખ વેઠીને ભણાવવાની તેઓને મોટી હોંશ હતી. છએક વર્ષની ઉમરે **મહુમદઅલી**ને ગામડીયા મહેતાજીના હાથ નીચે સોંપ્યો.

મહેતાજી ટ્રેન થયેલા નહતા. ભુગોળ ઇતિહાસ કે નકશાનું મહેતાજીને ઘણું થોડું ભાન હતું. કારણ કે હોપ સાહેબની કોશેશો હજુ કાઠીઆવાડમાં વધારે સ્કુલ ખોલવા કારગત ન્હોતી નીવડી. ગામડીયા મહેતાજી મુઠી ભર દાણાની ફીથી પણ બચ્ચાઓને તાલીમ આપતા.

**મહુમદઅલી**ભાઇ પણ આવા એક શિક્ષકના હાથ નીચે તાલીમ લેતાં. ભુગોળ ઇતિહાસ ડ્રોઇંગ જેવા વિષયો શીખવાનું જો કે **મહુમદઅલી**ના નશિબમાં નહતું, પણ તેમાં રોકાઇ રહેવાનો મગજ બોજો થોડા વિશયોને વધારે પાંકા બનાવી શકયો. હીસાબ લેખાંમાં **મહુમદઅલી શેઠ** ફીટ બન્યાં. ચાર વર્ષમાંતો તેઓ નામુ વીગેરે શીખી ગયા અને પોતાના પિતાને નામાંકામામાં મદદ રૂપ થઇ પડયા.

**મહમદઅલી** શેઠના પિતાને ભણાવવાની તીવ્ર ઇચ્છા હોવાં છતાં, **મહમદઅલી**ના કીસમતમાં વધારે વિદ્યા નહિ હતી. કારણ કે **મહમદઅલી** શેઠની દસ કે બાર વર્ષની ઉમરમાં તો તેમના પિતાશ્રી ખુદાની રહમતે પહોંચ્યા અને તેથી પોતાની વિધવા માતા તથા પોતાના ભરણ પોશણની ચીંતા પોતા પર આવી પડી. પિતા સાથે ફુરસદના વખતમાં કામ કરેલ હોવાથી, પોતાનો ધંધો પોતે ઉપાડી લીધો અને ઘર વ્યવસ્થા અગાઉ માફક ચાલવા લાગી.

માતાને પુત્ર વધુ જોવાની સ્વભાવિક ઇચ્છા હોય છે અને મુખ્ય કરીને બાલ લગ્નને પુષ્ટી મળવાનું તે એક કારણ છે. **મહમદઅલી**ની માતા પણ એજ ચિંતામાં રહેતા અને પોતાના ભાઇને સમજાવી પટાવી તેની પુત્રી **ખયરૂન્નીસા**નું સગપણ **મહમદઅલી** સાથે કરી દીધું. **મહમદઅલી**ની ઉમર ભાગ્યેજ ૧૨ વર્ષની હતી તેવામાં તો **મહમદઅલી**નો વિવાહ કરી ઘરબારી કરી દીધો. બાળક **મહમદઅલી** વિવાહમાં કે વહુમાં શું સમજે ? બંને બાળકો ઘણો થોડો વખત સાથે રહ્યા કારણકે **મહમદઅલી**ના મામાએ પોતાની પુત્રીને પોતાને ત્યાં બોલાવી લીધી, અને ઉમરે પહોંચ્યા બાદ વોળાવવાનો વિચાર રાખ્યો.

પુત્રને પોંખવાનો અને વહુને ઓવારણા લેવાનો લહાવ માતાએ લઇ લીધો હતો અને એજ ઇચ્છાએ તેમને ટકાવી રાખ્યાં હોય તેમ વિવા થયા બાદ ૭ માસની અંદર તો તેઓ પણ પુત્ર તથા પુત્ર વધુને આશિરવાદ આપતાં સ્વધામ પહોંચ્યાં.

હવે **મહુમદઅલી**ને મામા સિવાય બીજી ઓથ ન રહી. આટલી કાચી વયમાં **મહુમદઅલી** માથેથી માત–પિતાનું છત્ર ઉડી ગયું પણ તે દુઃખ તેને ધીર બનાવ્યો. **મહુમદઅલી** નાનપણથી જ ચંચળ હોવાથી તે પોતાની હાલત સારી રીતે સમજી શકયો. **મહુમદઅલી** વેપારી બચ્ચો અને હિંમતવાન હોવાથી પરદેશ તરફ પોતાનું ચીત દોડાવ્યું, અને મામાને વાત કરી. મામા પોતાના જમાઇને એમ પરદેશ જવા દે એમ નહિ હતું. મામાએ **મહુમદઅલી**ને સમજાવી પરદેશ જવાની વાત વિસરાવી. **મહુમદઅલી**એ જ્યારે જોયું કે મામાની ઇચ્છા મુજબ ચાલવાથી તે પોતાની નેમમાં ફાવી શકે તેમ નથી, ત્યારે પોતાની મેળે કોઇ જવાના વેપારી સાથે બંદોબસ્ત કરી બહાર ગામતરે જવાને બહાને ઉપડી ગયો, અને મુંબઇ આવી પોતાનો વિચાર સવિસ્તર કાગળદ્વારા જણાવી જવા ઉપડી ગયો.

**મહુમદઅલી**નો શેઠ જાતે ભાટીયો હતો. પર જાત હોવા છતાં તે **મહુમદઅલી**ને ઘણો ચાહતો અને પોતાના પુત્ર માફક રાખતો. શેઠને કાંઇ પુત્ર–પુત્રી નહિ હોવાથી **મહુમદઅલી** તરફ અથાગ પ્રેમ રાખતો પણ જ્યારે તેને તે એક બીજાનો છોકરો છે એમ ખ્યાલ આવતો ત્યારે જરા વિમાસતો. શેઠ ઘણી વખત એમ વિચારતો કે “ આ મારો પુત્ર હતે તો કેવું સારૂં ? અગર તે એક મારી કોમનો જ હતે તો કેવું સારૂં ? હું તેને ખોળે બેસાડતે ! ! ”

પાંચ વરસ જેટલા ટુંક અરસામાં **મહુમદઅલી**એ પોતાની હુને-હથી તથા શેઠના ચાહથી મુનીમની જગા મેળવી. મુનીમ થવાની સાથે

પોતાની સ્ત્રીને બોલાવી લીધી અને એક મકાન ભાડે લઇ રહી ગ્રહસ્થાશ્રમ ચાલુ કીધો.

બે વર્ષ બાદ શેઠે **મહમદઅલીને** દુકાન કરાવી ધીર–ધાર કરી ઘણો આગળ વધારી દીધો અને " લોખંડને પારસ અડકે તો સોવન બને " તે મુજબ પોતાની પ્રિતી સંપાદન કરનાર **મહમદઅલીને** પોતાના જેવો શેઠીયો બનાવવાની ઉત્કંઠાને કેટલેક દરજ્જે પાર પાડી દીધી.

**મહમદઅલી** જાવે આવ્યા ૧૦ વર્ષ થયાં કે એટલામાં તો **મહમદઅલીનો** ભાગીયો શેઠ પોતાનો ધંધો તથા ગુડવીલ **મહમદઅલીને** સોંપી પોતાનો ધંધો બંધ કરી દેશમાં ચાલ્યો જવાથી **મહમદઅલી** જાવામાં એક આગેવાન શેઠ તરીકે પંકાઇ ચુક્યો અને સરકાર દરબારમાં મહાન મોભો ભોગવવા લાગ્યો.

**મહમદઅલીની** સ્ત્રીને ફક્ત બે જ પુત્ર થયા હતા. એકનું નામ **કરીમ** હતું અને બીજો નાનો હોવાથી બાબુ કરીનેજ બોલાવતા.

સુખ દુઃખના છાંયડા ચાલ્યા જાય છે. ભાગ્યના ચક્રનું પાસુ ઘડીક એક એક બાજુ તો ઘડીકમાં બીજી બાજુ હોય છે ખરૂં જ કહ્યું છે કે—

The wheel of fortune is always round
While one side's up the other on ground

ભાગ્ય ચક્ર હંમેશાં ગોળ ફર્યાં કરે છે, જ્યારે એક પાસુ ઉપર હોય છે ત્યારે બીજું જમીન પર હોય છે.

**મહમદઅલી** શેઠના ભાગ્ય ચક્રનું સુખનું પાસુ હવે ફરવા લાગ્યું. મનુષ્યને લક્ષ્મિની આવક જાવક ઉપર સુખ દુઃખની છાંયડી હોય એમ નથી. **મહમદઅલી** પાસે નાણું અઢળક હતું તેમાં કાંઇ નુકશાની ન પહોંચી પણ **મહમદઅલી**ની સ્ત્રી ખયરૂન્નીસા કોઇ મર્જનો ભોગ થઇ પડવાથી એકા-એક આ જહાનમાંથી કુચ કરી ગઇ.

પ્રિય વાંચક ! પોતાના સુખ-દુઃખની સહચરીના આમ એકા-એક વિદાય થવાથી **મહમદઅલી** શેઠને કેવો આઘાત થયો હશે ? તેનો તુંજ વિચાર કર. જ્યારે બકાલુ વેચી માંડમાંડ બે પઇસા કમાઇ પોતાની સ્ત્રીને **મહમદઅલી** શેઠ આપતા ત્યારે તે શુશીલ પત્નિ કેવા આવેશથી પોતાના પતિને વધાવતી ? જ્યારે **મહમદઅલી** શેઠ બકા-લાના ધંધામાંથી થાકી ઘેર આવતા, ત્યારે પતીને પરમેશ્વર કરી પુજતી, શુશીલ ભાર્યા ખયરૂન્નીસા તેની એવી ચાકરી બરદાસ કરતી કે **મહમદઅલી** શેઠ ઘડીભર સ્વર્ગનું સુખ અનુભવતા.

મહેલમાં હજારો માણસની હાજરીમાં રેશમી ગાદલામાં, કંકાસમય સ્ત્રી સાથેના સહવાસ સુખ કરતાં ફાટેલ-તુટેલ ગોદડીવાળા ખાટલામાં શુશિલ મધુરી સ્ત્રીનું સુખ ઘણું ચઢીઆતું હોય છે. **મહમદઅલી** શેઠે તે સુખ અનુભવ્યું હતું. ચીંથરેહાલ કપડાં પરિધાન ખયરૂન્નીસા જે રીતે પતીને પુજતી તેજ રીતે લાખોના કીમતના શ્રંગારમાં શોભતી છતાં પતીને પુજતી હતી, કદી તેણે ઘરેણાં કપડાં માટે પતીને પજવ્યા નહોતા.

કદી તેણે પતી પર રોશ નથી કીધો. ઘરનું રાંધવાનું કામ તેણે બીજાને નથી સોંપ્યું અને અનેક દાસીઓ હોવા છતાં પતીને લગતી દરેક ચાકરીમાં તેણી જ કામ કરતી અને તેમાં તે પુન્ય સમજતી. ગરીબ પણ ખાનદાન કુળની બાળાઓ હમેશાં પતીને ઇશ્વર સમજવાનું શીક્ષણ પામેલી હોય છે. તે તેનું સર્વસ્વ પતીમાંજ સમજે છે અને તે એમ માનતી હોય છે કે પતીનો રોશ કે શંતોષ જ નર્ક સ્વર્ગ આપી શકે છે. પઇસાની રેલ છેલમાં ઉછરેલી, બુવાને હાથે મોટી થયેલી અને બીજાને ધાવણે ઉછરેલી બાળા કદાચજ પોતાના પતીને એમ માનશે ! સ્ત્રી–પુરૂષના સમાન–હક માંગવાનો ફાંકો રાખતી, પોતાને સુધરેલી માનતી, આજ–કાલની શહેરી બાળાના મગજમાં ખુમારી ઓર હોય છે ! તે પતીને નમાવવામાં પોતાની વડાઇ અને બહાદુરી સમજે છે.

**મહમદઅલી** શેઠ આ સર્વ જાણતો હતો કારણ કે ગરીબાઇના નીચાણમાંથી બાહુ બળથી ઉનંતીના શીખરે પહોંચેલો હોવાથી તેણે સુખ–દુઃખના સારાં નરસાં વળાં જોએલાં હતાં. ખયરૂન્નીસા જેવી પત્ની તેને મળવાની જ નથી એમ તેને પુર્ણ ખાત્રી હતી અને અત્યારે આટલી વયમાં તેને બીજી કરવાની ઇચ્છા પણ નહતી. સુખ–દુઃખની ભાગ્યણી જતાં તેને સર્વ લક્ષ્મિ અને વઇભવ ખારો થઇ પડયો. તે દીવસે દીવસે ગળવા લાગ્યો પણ, જન્મ્યું તે જવાનું જ તેને માટે હર્ષ કે શોક શો ? એવા જ્ઞાને તેની દેહ ટકાવી રાખી.

વખત પોતાનું કામ કરે જાય છે. કાળ દુઃખ ઘાને વિસરાવનાર, મટાડનાર છે અને તેથી—

" દીન ગયા ને માસ ગયા, વર્ષ આંતરીયા.

લાંબા કાળે સાણગા, નામે વીસરીયા. "

તે મુજબ **મહમદઅલી** શેઠ ખયરૂન્નીસાને વીસરી ગયાં. કદી કદી પુત્રોને જોઇ તેની માની યાદી આવે છે પણ તેથી આગળની માફક ઉંડો શોક નથી થતો. અહા ! કાળ તારી સત્તા મહાન છે ! હવે **મહમદઅલી** શેઠને બીજી પત્ની કરવા વિચાર થવા લાગ્યો. મિત્રના દબાણે તેને અનુમોદન આપ્યું અને બીજી પતિન કરવા અર્થે **મહમદ-અલી** શેઠ દેશમાં ગયા. "

* * * *

**મહમદઅલી** શેઠ બીજી પત્ની કરી આવ્યાને આજે ૭ માસ થઇ ગયા છે. પણ તે ૭ માંસમાં તો **મહમદઅલી** શેઠને ૭ ભવ વીત્યા છે. **મહમદઅલી**ની નવી પત્નીનું નામ **લયલાબાનુ** હતું. **લયલા** લાડમાં ઉછરેલી, થોડું ભણેલી, અને નાદાન બુદ્ધિની હોવાથી ઘણી મગરૂર હતી વળી અધુરામાં પુરૂ "મરકટ ને વળી મદીરા પીયે" તેમ લાખોની ધણીયાણી કહેવાણી એટલે તેના નાકનાં ટેરવાં હમેશાં ઉંચા રહેવા લાગ્યા. ગુરબા સુરબાને તો તે જવાબ દેવાને પોતાના પોઝીશનમાં હલકાઇ સમજવા લાગી. પોતાની જુની બેનપણી સાથે મળવાને પોતાને હલકુ ગણવા લાગી, અને હવે તો જાવામાં આવી હોવાથી સર્વ નોકર ચાકર પેઢીના મેહેતાઓ સુધાં બલ્કે આખી જગત તેના પાસે ગુલામ હોય તેમ સમજવા લાગી એટલું જ નહિ પણ **મહમદઅલી**

શેઠને પણ તે કાંઈ હીસાબમાં ન ગણુતી. "પતીની ફરજ છે કે પત્નિનું માન જાળવવું, પતી: પત્નીને તુચ્છ ગણે તો પત્નિ શા માટે ઉપર પડતી જાય? બન્નેના હકો સરખા છે. બન્નેને ખુદાવંદ તાલાએ પેદા કર્યાં છે, કાંઇ સ્ત્રીએ ખુદાવંદ તઆલાનો ગુન્હો નથી કર્યો કે, પુરૂષની દાસી થઈ રહે, બન્નેએ એક બીજાનો મોભો સાંચવવો જોઇએ. પતીનું અપમાન સ્ત્રી કરે તો તેમાં ગુન્હો શાનો? એમાં કયાં ચોરી કે છીનાળવું કરવાનું હતું? પત્નિની ફરજ છે કે પોતાનું દામન સાંચવવું. બાકી પતીને ખુદાવંદ તાલા માફક ગણવું એ બધું ધતીંગ છે અને જુના જમાનાની કહાણી છે. એ શાસ્ત્ર પુરૂષોએ બાંધ્યા છે અને તેમાં તેમનો પક્ષપાત હોવો જોઇએ, સ્ત્રીઓએ જો તેવા શાસ્ત્રો બાંધ્યા હતે તો તેઓ પણ પોતાનો પક્ષપાત કરી એમજ લખત કે સ્ત્રીઓને દેવીઓ ગણી પુજવી જોઇએ. એવો પક્ષપાત આ જમાનામાં ન ચાલે." વગેરે વગેરે મન ઘડીત સવાલ જવાબોથી પોતાનો અભિપ્રાય બાંધી તે પર વર્તતી અને તેથી **મહુમદઅલી** શેઠ પત્ની સુખમાં સદા નિરાશ રહ્યા.

એટલેથી ન પત્યું, નવી વહુ, નવું લફ્ડુ ભેગું લાવ્યા હતા.

નવી વહુ **લયલા**નો એકનો એક મોટો ભાઇ હતો જેનું નામ **શમ**સુદીન હતું. **શમ**સુદીન નાનપણથી તોફાની અને દગાબાજ હતો જો કે તે મેટ્રીક સુધી ભણ્યો હતો પણ તેનામાં સદગુણો બીલકુલ નહોતાં આવ્યા. રેસ સોરટીનો બહુ સોખીન હતો અને જલદી લખોપતી થઇ જવાની ગણત્રી હમેશાં રાખતો. તેનો પીતા પ્રખ્યાત સટોડીઓ હતો પણ પાછળથી થોડી પુંજી રહેવાથી તે ધંધો તેણે છોડી આપ્યો હતો, આગલી કીર્તીને લીધે તથા ચાલુ નોકર ચાકર રહેણી કહેણીના ભપકાને

લીધે હજારોનું દેવું છતાં **શમસુદીન**ના બાપે પોતાની આબરૂ જાળવી રાખી હતી. **લયલા**ના વીવા બાદ બેએક માસના અરસા બાદ તેનો બાપ મરણ પામવાથી પીતળ પળખાઇ ગયું અને અંતે **શમસુદીન**ને બહેનનો આશરો લઇ જાવા નાસી આવવું પડ્યું.

**શમસુદીન**ને લુચ્ચાઇ અને દગાબાજ ગલહુતીમાંજ પીવરાવવામાં આવી હોવાથી તે હમેશાં તેમાંજ પ્રવર્તતો, ખુશામત અને ખોટા ડોળથી ભોળા **મહુમદઅલી** શેઠની પ્રિતી સંપાદન કરી મુનીમની જગ્યાએ જઇ બેઠો. **મહુમદઅલી** શેઠ ભોળા હતા અને **લયલા**ની ભરવણીથી અને બીકથી પોતાના શાળાથી થતું કેટલુંક નુકશાન આંખે જોવા છતાં આખાડા કરતા. "સગાને મદદ કરીજ જોઇએ પછી સગામાં ને બીજામાં શો ફેર ? મને પરાઇ જાતનાએ આટલે શીખરે પહોંચાડ્યો તો મારા સગાને હું તેટલું કરૂં તેમાં મેં શું વધારે કર્યું ?" એમ હમેશાં ખ્યાલ કરી શાળાની ભુલો તરફ ન જોતાં. આનો અર્થ દગાબાજ શાળાએ ઉલટો કર્યો. શેઠ તો મુર્ખ છે એને કયાં છે દીનકે દુનીયાનું ભાન ? વિગેરે સમજી ઓર વધારે ગોટાળો ચાલુ કર્યો.

ચોરી અને દગાથી પાંચ પઇસા ભેગા કરી પોતાના નામે બેંકમાં જમા રાખી **શમસુદીન**ને ધરાણો પણ આખી પેઢીનો ધણી થવા અને બ્હેનને ભીખ માંગતી કરવાનો ઇરાદો કરવા લાગ્યો.

ધાર્યું ધણીનું થાય છે, બગાડનાર હજારો છતાં બચાવનારો એક સમર્થ છે. ભોળા શેઠનો બેલી મૌલા છે, પેઢીમાં એક જુનો નોકર નામે

**ધનજી** નીમકહલાલ અને શેઠ માટે જાન ફેશાની કરનાર હોવાથી દગાબાજનો દગો ફાવી નહિ શકે, તે આપણે આગળ જોશું. **શામસુદીન**ના સર્વ કૃત્યો તરફ **ધનજી**નું ધ્યાન છે. **શામસુદીન** એમ ધારે છે કે તેના કૃત્યો કોઈ જાણતું નથી પણ અનુભવી પાકટ **ધનજી** તેને હથેળીમાં રમાડતો હતો. કાલો કાલો ભોલો **ધનજી શામસુદીન**ના સર્વ તર્કટ જાણતો હતો. પણ નબીના હાથમાં રમતા શેઠને એ વાતથી ચેતાવવામાં પોતાને અને શેઠને બંનેને નુકસાન હતું એમ તે જાણતો. **ધનજી**ના હાથે બંને બાળકો રમેલા હતાં તેમનો ખ્યાલ જ્યારે **ધનજી** કરતો ત્યારે એકાંતમાં ઘડીવાર આંસુ સારતો.

**મહમદઅલી** શેઠ જો કે પોતાની આગલી પત્નિને કાળે કરી ભુલી ગયા હતા પણ નબીને જોઇને તે રોજ યાદ આવતી. તેના ગુણ, રૂપ સાથે જ્યારે નબીની સરખામણી કરતાં ત્યારે એકાંતમાં આંસુ પાડતા. તેમને પ્યારી **ખયરૂન્નીસા**ની પ્રસાદીરૂપ, એ બાળકો ઉપર ઘણો પ્રેમ હતો અને પોતાની ગત પત્નિના પ્રસાદીરૂપ આ બાળકો જોઇ તેમનું ઘણું દુઃખ વિસારે પડતું. ઘરની કુભારજા તરફથી સુખની તેમને આશા નહી હતી. તેમને વળી આગલી પત્નીનો આગલો શોક પાછો તાજો થયો હતો. વગેરે કારણોને લઈને તેમને આ સંસાર અકારો થઈ પડયો હતો વેપાર પર ઘણું થોડું ધ્યાન હતું અને પોતાનો શાળો ચલાવે છે તેમ માની તે તરફ જરા બે દરકાર હતા. શેઠના ઘણા હિતેચ્છુઓ આ સર્વ જાણતા. શાળાના કર્મોથી વાકફ હતા અને તેથી પેટે બળયા ઝળયા કદી કદી શેઠને જાહેર કરતા પણ દુનીયાથી કંટાળેલા શેઠ તે તરફ વધારે લક્ષ આપતા નહી ખુલે ખુલું કહેવાને કોઈની હીમત નહોતી ચાલતી કારણ કે

તેઓ જાણતા હતા કે તેમ કરવાથી બહાર વાત ફુટે તો નવીના અને મુનીમના ગુસ્સાના ભોગ થઈ પડે એવી ધાસ્તી હતી. ઉન્મત્ત નવીના હાથમાં શેઠ રમે છે એમ સહુ માનતુ કારણ કે **મહુમદઅલી** શેઠ નવીના દરેક કોડ પુરવાને અને ઘરમાં કંકાસ ન થાય તે હેતુસર નવીના ગમે તેવા બોલને માથે ચડાવતા, આ સર્વ કારણો દુષ્ટ **શમસુદ્દીન**નો રસ્તો સાફ કરતાં અને તેથી તે દુષ્ટ પોતાને રસ્તે સરળ રીતે વધે જતો હતો.

આજે તે એજ વિચારમાં હતો કે જ્યાં સુધી શેઠના વારસદાર બેઠા છે ત્યાં સુધી તે શેઠ થવાનોજ નથી, એમ સારી રીતે સમજતો હોવાથી તે બાબતમાં તે ગુંથાએલો હતો.

લોભ ! અહા લોભ ! દુનિયાની માયા તારી શક્તી અજબ છે! તારા માટે કેટલાક પુત્રોએ પોતાના બાપના રકતમાં હસ્ત બોળ્યા? કેટલાક ભત્રીજાઓએ કાકાના ગળા પર છુરી ફેરવી ! કેટલીક સ્ત્રીઓએ પોતાના પતીની છાતી પર ચડી પ્રાણ લીધા ! કેટલાક નોકરોએ પોતાના પોશણહારોને દગો દીધો. છતાં તે અંતે કોઈની થઇ નથી અને થવાની નથી. જેમ મૃગજળ તરફ પ્રાણી દોડે છે તેમ માયાથી સુખ મળે છે એમ ઘણાંક અજ્ઞાનો માને છે, લક્ષમીજ સુખ આપનારી છે એમ કેટલાક લોભીયાઓ માનતા હોય છે પણ તેઓ કયાં જાણે છે કે ?

**નથી સુખ સાધન કંઇ ધનમાં**
**સર્પ બહુ વસ્તા ચંદનમાં.** [ડાહ્યાભાઈ]

**શમસુદ્દીન** તે પ્રપંચી માયાનો ભોગ થઇ પડયો હતો. લક્ષિમથી જ સ્વર્ગનું સુખ મળે છે, લક્ષિમ મળવી તેજ સ્વર્ગ ! આખરતના સ્વર્ગ

માટે ધર્મ ધ્યાન કરવું એ બધો ગપાટો અને ધર્મ ઢોંગીના ઢોંગ છે એમ માનતો અને તેથી ગમે તે ભોગે પોતાનો સ્વાર્થ સાધવા તત્પર હતો.

તેણે પોતાની નેમ આડે આવતા કાંટાઓનો નાશ કરવા વિચાર કીધો. પ્રથમ કાંટો તેના બે પુત્રો લાગ્યા તેમનો નાશ થાય ત્યાર બાદ શેઠને ગમે તેમ સમજાવી પોતાના પુત્ર **કરીમુદ્દીન**ને શેઠના દત્તક તરીકે લેવરાવી, બહેનનું વહેલાં મોડું કાશળ કાઢી અને અંતે શેઠને ગમે તેમ કરી પોતે ધણી થઇ જવાના વિચાર કરતો હતો. તેના ચ્હેરા ઉપરથી તે કાંઇ ભયંકર પ્રપંચ કરતો હોય, એમ જણાતું હતું. ઘડીમાં કપાળમાં કડચલી પડતી અને ઘડીમાં ચ્હેરો પ્રફુલીત બનતો. ઘડીઘડી મુછ પર હાથ જતો હતો અને અંતે એક નિશ્ચય પર આવી ટેબલપર હાથ ઠોકી બોલ્યો કે—

"હા એજ રસ્તો ઠીક છે"



# પ્રકરણ ૩ જું.

## નિમકહલાલ ધનજી.

"અહા કેટલો પ્રપંચ ! કેટલી દુષ્ટતા ! ઓ દુષ્ટ શ્વાન, તારી ભુખ હજી પણ ન ભાંગી ? મુંબઇમાં બે આબરૂએ રખડતા ભીખારીમાંથી આજે લક્ષોની ચાવી તારા હાથમાં સોંપનાર, તારી લાજ આબરૂને વધારનાર, તારા ઉપર અનેક ઉપકાર કરનાર ઉપરજ તારૂ પ્રપંચી ખંજર ઝઝુમાવે છે ? તે ખંજર આડે હું ઢાલ થઇશ, તે ખંજર મારી છાતીમાં ઝીલીશ, પણ તે દૈવી પુરૂષ, મારા અંગના પોશનાર, મારા અન્નદાતાને હું બચાવીશ. મારા એ કાર્ય માટે મારી ભિષ્મ પ્રતિજ્ઞા છે કે—

( રોળાવૃત )

**ભલે માસના માસ પડે કરવા ઉપવાસો,**
**ભલે આજથી સદા પડે કરવો રણવાસો**
**ભલે વસ્ત્રમાં રહે એક લંગોટી ટુટી**
**ધર્મ કર્મથી કદી નથી જવાનો છુટી.**

વળી—

**શું થાશે જો દેહ ગેહથી જુદો થાશે ?**
**શું થાશે જો જીવ દેહથી આઘો ન્હાશે ?**

**શું થાશે જો નામ વંશ સાથે ભુસાશે?**
**દુષ્ટ નરાધમના હવે પ્રપંચો નહિ શેહવાશે.**

કંગાલ પણ સ્વચ્છ દીવાનખાનામાં ઇજીચેર પર લેટેલા એક પ્રધો વય પુરૂશે જરા ખડો થઇ ઉપલા શબ્દો ઉચાર્યા. તેની આંખમાં ખુન હતું. તેના વૃદ્ધ અવયવો કંપતા હતા, તેના સુફેદ બાલો ઉભા થયેલા જણાતા હતા. જો કે તે અંગે નીર્બળ જણાતો હતો પણ મનનો મજબુત હતો. તેણે ઘણાં સુખ દુખ જોયાં હતાં. તેણે ઘણાઓની ચાકરી કરી હોય એમ જણાતું હતું, તેણે ઘણાં સારાં નરસાં માણસોનો અનુભવ લીધો હોય તેમ તેના મુખ ઉપરથી અત્યારે જણાઇ આવતું હતું.

પ્રિય વાંચક, આ શખ્સ બીજો કોઇ નહિ પણ **મહમદઅલી** શેડનો નીમક હલાલ નોકર **ધનજી** જ છે, આપણે ગત પ્રકરણમાં **સમસુદીન**નો દુષ્ટ હેતુ વાંચી ગયા છીએ, તેની આ વફાદાર ધનજીને ખબર પડી છે, અને તેથી તે અત્યારે આટલો ઉશ્કેરાયલો અને આકુળ વ્યાકુળ જણાય છે.

**શમસુદીને** કેટલાક મુખ્ય માણસોને પોતાના હાથમાં લીધા હતા. તેમાં ધનજી પણ હતો, લાલચ આપી હોદો વધારી કે પ્રપંચથી તેણે શેડના ઘણાએક જુના માણસોને ફોડયા હતા, અત્યારે ધનજી શીવાય શેડનું કોઇ હિતચિંતક રહ્યું નહિ હતું, ધનજીએ જ્યારે જોયું કે તમામ મામલો ફેરવાતો જાય છે, ત્યારે તેણે પણ જાહેર રીતે **શમસુદીન**ના પક્ષમાં રહી, તેનો વીશ્વાસ મેળવી લેવા બનતું કર્યું. **શમસુદીન** ઘડા-

એલ ધનજીની બુદ્ધિ આગળ મહાત હતો, તે ધનજીને પોતાનોજ સમજવા લાગ્યો અને પોતાની ખાનગીમાં ખાનગી વાતમાં તે ધનજીનીજ સલાહ લેતો. તેને ધનજી સીવાય બીજાનો વીશ્વાસ થોડો હતો.

*　　*　　*　　*　　*

સવારના સાત વાગ્યા છે, **શમસુદ્દીન** પોતાના ખાનગી રૂમમાં કોઇ સાથે મસલત ચલાવી રહયો છે અને પોતે તઇયાર કરેલો પ્લાન કેમ અમલમાં મુકવો અને તાકેલ નીશાન પર કેમ વખતસર અચુક નેમથી ફટકો મારવો તેમાં મશગુલ છે, તે કોઇને સમજાવતો હોય તેમ જણાય છે, તે બીજા કાઇ સાથે નહિં પણ **ધનજી** સાથેજ મસલત ચલાવી રહયો છે."

" આ પ્રસંગ ચુકવા જેવો નથી." **શમસુદ્દીને ધનજીને** મકકમપણે કહયું. " આપણી બધી બાજી આ પહેલા ફટકાની હાર જીત ઉપર આધાર રાખે છે."

" એટલી બધી ઉતાવળનું શું કારણ શેઠ ! હજુ આપણો પક્ષ સંપુરણ મજબુત થવા દીયો." **ધનજીએ** પોતાનો મત શાન્તિથી જણાવ્યો.

" તારી અકકલ તેમાં ન પહોંચે." **શમસુદ્દીને** કહયું. " જે આજે થતું હોય તે કાલ પર મુલતવી ન રાખવું કારણ કે તેવા ઢીલ

થતા કાર્યમાં દેવો પણ વિઘ્નો નાખે છે માટે હું કહું તેમજ કર. ”

“ હું તો આપનો સેવક છું. આપ જે આજ્ઞા કરો તે ઉઠાવવા તઈયાર છું. ” **ધનજી**એ **શમસુદીન**નો મકકમ વિચાર જોઇ તેના મતને મળતા થવાનું વાજબી ધાર્યું.

“ ત્યારે મેં ” **શમસુદીને** નજીક આવી **ધનજી**ના કાનમાં કાંઇક કહ્યું.

આ એક ભયંકર પ્રપંચ હતો. **શમસુદીન**ની વાત સાંભળી **ધનજી**ના રૂવાડાં ઉભાં થતાં હતાં. અંદર ક્રોધાઅગ્નીનો ભડકો થતો હતો, પણ તે ક્રોધ અત્યારે ત્યાંજ સમાવવાનું તે વ્યાજબી ધારતો હતો **ધનજી**એ સર્વ વાત ઠંડે કલેજે સાંભળી અને હામાં હા ભણી **શમસુદીન**ને વિશ્વાસ બેસાડયો.

**ધનજી** કાઠીઆવાડના એક ગામડાનો રહીશ ગરીબ પણ ખાનદાન કુટુંબનો હતો. **ધનજી**ના દાદા પરદાદાઓએ સારી નામના મેળવેલી. રાજ્ય દરબારમાં સારો ઓધો અને માન ભોગવેલું. પણ વીકરાળ કાળની ડાબી પાંખની છાયમાં સપડાવાથી આ ખાનદાન કુટુંબ આ સ્થીતીએ પહોંચ્યું હતું ખરૂંજ છે કે—

**ઉગ્ર કાળ વિકરાળની પાંખ ઉદય ને અસ્ત,**
**નિશ્ચય તેની છાંયમાં આવે વસ્તુ સમસ્ત.**

[ મનસુખરામ. ]

ગરીબ તંગ હાલતમાં આવતા છતાં છળ પ્રપંચથી કામ કરવાનો તેણે વિચાર કદી ન્હોતો કીધો. જાતમહેનતથી કમાવું તેમાંજ તે પોતાની જીંદગીનું સાર્થક માનતો હતો. લક્ષ્મીમાં સર્વ સુખ છે એમ તે નહતો માનતો. ખરૂ સુખ, હૃદય શંતોશમાં છે અને પાપ પ્રપંચ, કાવા દાવા હૃદયને ડંખે છે તેમ તે માનતો હતો, અને રોગીષ્ઠ બળતું શરીર ગમે તેવું સોના ગાદીથી મઢાએલ હોય છતાં તે સુખી નથી જ હોતું, તેમ ડંખાતુ હૃદય કદી સુખી નથી હોતું તેમ તે માનતો હોવાથી કોઇ પણ જાતનાં છળ પ્રપંચ, દાવપેચ, કે લક્ષ્મીની લાલચમાં તે કદી ફસાણો નહિ. ખાનદાની તેજ કહેવાય કે જે જીવ જતાં, ભુખે મરતાં, ટુકડાના મહોતાજ હોવા છતાં અધર્મ કૃત્ય ન કરે કારણ કે:—

[ વસંત તિલકા ]

**રહે છે વને નદપી જે મૃગ માંસ ખાય,**
**તે કેસરી ભુખ છતાં નહિ ઘાસ ખાય.**
**તેવી રીતે કુલીન દુઃખ પડે વિશેશ,**
**તોએ ક્ષણે અધમ કૃત્ય કરે ન લેશ.**

[ દોલતરામ ]

લગભગ ૧૦ વર્ષ થયાં **ધનજી મહમદઅલી** શેઠની ચાકરી બજાવે છે. સાધારણ મહેતામાંથી તે અત્યારે મુખ્ય મહેતાની પદવી ભોગવે છે, અને તેથી જ **શમસુદ્દીન** તેને પોતાના પક્ષમાં રાખવા અનેક રીતે ખુશામત કરે છે. **ધનજી** આ સર્વ જાણે છે, **શમસુદીનને** મળી જવામાં જ શેઠનું શ્રેય સમજી હાજી હા ભણે છે અને તેથી જ

અત્યારે ભયંકર પ્રપંચમાં **શમસુદ્દીન**ને ગોળવાળી આંગળી ચટાડી હસ્તો રાખી ઘરે ગયો.

**ધનજી**ની સ્ત્રી બે વરસ થયાં ગુજરી ગઈ છે. પુત્રમાં એક પુત્ર નામે **અલીમહમદ** આશરે ત્રીશ વર્ષની ઉમરનો છે, પિતાના સર્વ ગુણો પુત્રમાં ઉતર્યા છે પોતાના હાથ નીચે નોકરીએ રાખી **અલીમહમદ**ને **ધનજી**એ પાવરધો કીધો. પણ જ્યારે દુકાનનું ચક્ર બદલાતું જોયું ત્યારે પોતાના અંગત સગાને ત્યાંથી ખસેડવાનું તેણે દુરૂસ્ત ધાર્યું.

પુત્ર ઉપરાંત **ધનજી**ને એક પુત્રી નામે **ડાહી** કરીને છે, **ડાહી** નામ તેના ગુણ ઉપરથીજ રાખવામાં આવ્યું છે. **ડાહી**નો પતી **હુસેન-અલી** પણ સમજુ અને કુશળ હોવાથી પોતાના પુજ્ય સસરાની આજ્ઞા કદી ઉથાપતો નહી.

આ મુજબ આ ગરીબ પણ કુલીન કુટુંબ પરદેશમાં પણ ઘણાં આનંદમાં વસે છે, **હુસેનઅલી** પણ **મહમદઅલી** શેઠને ત્યાં ગોડા-ઉન કીપરનું કામ કરતો હતો પણ તેને પણ **ધનજી**એ ખસેડી બીજાંને ત્યાં રખાવી આપ્યો હતો. આ પ્રમાણે પોતાનો રસ્તો સાફ કરી એકલો જુદો પોતાના અંનદાતા માટે માથુ અર્પવા સંગ્રામમાં આવી ઉભો હતો.

ભયંકર પ્રપંચની વાત પોતાના જમાઈ તથા પુત્રને કરી અને તે માટે શું શું ઉપાય લેવા તે ચોકકું પણ ગોઠવી દીધું.

રાત્રીના બાર વાગે આ ત્રણે જણ, પોતાના પોશાક ધણી માટે એકઠા થઈ મસલત કદી ઠરાવ કરી જુદા પડયા. જુદા પડતાં

ત્રણેની આંખમાં આંસુ હતાં, તે આંસુ શેઠના દુઃખનાજ ખાલી નહોતાં પણ આ પ્રસંગ સર્વને જુદા પાડનાર હતો તેના હતાં.

પ્રિય જનો જ્યારે જુદા પડે છે ત્યારે જે આઘાત થાય છે તે વીયોગીજ જાણી શકે છે. કેટલાક વર્ષો થયાં ચમન કરતાં આ કુટુંબને જુદા પાડવાનો પ્રસંગ એકાએક આવી લાગ્યો. **અલીમહમદે** પોતાના પીતાને દેશ જવાનું અને પોતે તેનું કાર્ય ઉપાડી લેવા કહ્યું પણ **ધનજી** એ તેને સમજાવ્યું કે, તેથી બધી બાજી પલટાઇ જાય તેમ હતું. અંતે બુઢાને મધ્ય દરીયાના મધ્ય ટાપુમાં એકલા રાખી આખા કુટુંબે દેશ **તરફ** પ્રયાણ કર્યું.

**ધનજી** વૃદ્ધ હતો આ યુકિત એવી રીતે રચાઇ હતી કે ફરીથી તેઓના મેલાપ થવાનુ અસંભવીત હતુ પણ તેમ કર્યા વગર છુટકો નહોતો.

દેશથી તાર આવવાથી **ધનજીના** પુત્ર તથા જમાઇ અચાનક કુટુંબ સહીત દેશમાં ઉપાડી જવાના સમાચર લાગતા વળગતામાં ફરી વળ્યા, **ધનજીને** રોજ માણસો પુછવા આવવા લાગ્યાં, **ધનજીએ** દેશનો તાર આવવાનું જણાવ્યું અને થોડા રોજમાં એ બધી વાત વિસારે પડી **ધનજી** હવે એકલા રહ્યા વિચારોની લેવડદેવડ કરવા કોઇ અંગત ન રહ્યું અને હવે એ બહાદુર યોદ્ધા પોતાની અકલ શમશેરને હાથમાં રાખી **શમસુદીનના** પ્રપંચી શસ્ત્રો અને અનેક દુશમનો સામે અડગ થઇને ઉભો રહયો.



# પ્રકરણ ૪ થું.

## સમુદ્રમાં અકસ્માત.

"જે જાય જાવે પાછો ન આવે જો આવે તો પરીયાના પરીયા ખાવે એટલો પઇસો લાવે." એ એક જુની કહેવત, જાવાની આગલી જાહો જલાલી બતાવે છે, જાવામાં કેટલોએક ઉંચી જાતનો કાચો માલ પાકે છે તેથી હિન્દુસ્તાનના સાહસીક વણીકો વહાણો ભરી હીન્દુસ્તાનનો માલ ત્યાં ખાતે લઇ જઇને તેની બદલીમાં તેથી ડબલ માલ ત્યાંથી ભરી લાવતા તેની એટલી કીમત ઉપજતી કે ફરી વખત જાવા જવાની જરૂર રહેતી નહી. જાવાનો રસ્તો તે વખતના દરીયાઇ મુસાફરીના સાધનો અનુસાર ઘણો બીકટ અને દુર હોવાથી, વહાણો ખરાબે ચડી ભાંગી જતાં કાંતો જાવાને બદલે બીજેજ બંદરે ઘસડાઇ જતાં એથી જાવે જનારામાંના ઘણા થોડા પાછા આવી શકતા અને તેથી જાવાનો મહીમા વધારે હતો.

હાલના સુધરેલા જમાનામાં સુધરેલા સાધનોએ એ કહેવતને જુની કહાણી જેવી કરી મેલી છે. જાવે જવું એ અત્યારે એક સાધારણ

થઇ પડયું છે. તેમ ત્યાંનો લાભ પણ નજીવો જ થયો છે, જ્યારે મહમદ અલી શેઠ આવ્યા ત્યારે તેઓ એજ આશે આવ્યા હતા અને હીન્દુસ્તાનના થોડા વેપારી હોવાથી અને શેઠ મહેરબાન હોવાથી તેઓ જલદી ઉન્નતીને શીખરે પહોંચ્યા હતા. દરેકના કીસમત એવા હોતા નથી ઉંચા નીચે પગ પડયા વગર પઇસાવાળું થવાતું નથી વળી " હુન્નર કરો હજાર ભાગ્ય બીન મલે ન કૌડી " મુજબ ખાલી ઉદ્યમ કામ આવતો નથી. મહમદઅલી શેઠને બને ફળ્યા હતાં.

જાવા મુખ્ય બેટની આસપાસ નાનાં નાના બેટડાં છે, અને ત્યાં ઘણી એક જાતના જંગલો આવેલાં છે. મહમદઅલી શેઠ જાવાથી બે કલાકના બોટના રસ્તે લેવી નામે ટાપુમાં રહેતા હતા. લેવીબેટ ઘેરાવામાં દશથી બાર માઇલજ છે, પણ ત્યાં ખાતે શેરડી સુખડ વીગેરેના જંગલો હોવાથી, ત્યાનો પુશકળ, માલ, હીન્દુસ્તાન ખાતે પરબારો જાય છે.

લેવીનામ લેવી નામના કોઇ યુરોપીઅનના નામ ઉપરથી પડેલું છે, લેવી નામના પાદરીએ પહેલ વહેલો આ ટાપુ ઉપર પગ મેલ્યો હતો અને તેથી જ તે બેટનું નામ લેવી પડયું હતું. લેવી બેટ અત્યારે એક શહેરના આકારમાં ભભકાબંધ થઇ ગયું છે. જાવાના કેટલાક અમલદારો ત્થા મોટા યુરોપીયનનોના બંગલા આંહીજ છે કારણ કે આહીની હવા ઠંડી અને પાણી ઉત્તમ છે. આવા અનેક કારણોને લઇને લેવી ટાપુને ત્યાંના રહેવાશીઓ લવલી ટાપુ નામે પણ ઓળખે છે.

દરીયાને પાળ બાંધી ઉપર બગીચો બનાવવામાં આવેલ છે, જેમાં હજારો માણુસો હવા ખાવા સાંજને વખતે નીકળી આવે છે. જાવાથી દરરોજ હજારો શોખીન સ્ત્રી પુરૂષો આ બાગમાં હવા ખાવા કે તે નિમિતે પોતાનું સંકેત સ્થાન તરીકે આ સ્થાનને વધારે પસંદ કરે છે, જાવાથી થોડે દુર એક નાનકડું ટાપુ છે, જે વિધ વિધ, નાના મોટા ઝાડ, વિધ વિધ વનસ્પતીથી ભરપુર હોવાથી અને અનેક જાતના જનાવરો ત્યાં વસતા હોવાથી તે ટાપુમાં વસ્તી કરવાને બદલે તેને શીકારી ટાપુ તરીકે ઓળખવામાં આવે છે, હજારો યુરોપીયનો અહીં શીકાર અરથે ઉતરી પડે છે, આ ટાપુ જોવા ઘણા શોખીનો દીવસના જાય છે, પણ બત્તી વખતે ત્યાં તથા તેની આસપાસ ન વસવાનો ખાસ સરકારી હુકમ હોવાથી રાતના તે ટાપુનો ઉપયોગ પરીઓ કરે છે, આ ટાપુમાં રાતના વખતે કોઇ પણ વસી શકતું નથી અને જો કોઈ ભુલે ચુકે રહી જાય છે તો બીજે દિવસે તેનો પતો મળી શકતો નથી. કેટલાક જુના રહેવાસીઓ કહે છે કે ત્યાં રાતના જયુપીટર [ઇંદ્ર દેવતા] પરીઓ સાથે આવે છે અને રંગ રાગ કરે છે. આવી જુની કહેણીના આધારે આ ટાપુને જયુપીટર્સ લેન્ડ તરીકે પણ ઓળખે છે. એ ટાપુમાં એવા ઉપવનો આવેલા છે કે દુઃખીમાં દુઃખી મનુષ્ય ત્યાં જાય તો તે જગતની તમામ જંજાળોને ઘડી ભર ભૂલી જાય, કુદરતી કુંડો, વહેતા ઝરણો, કુદરતી

રંગીન સુગંધી ફુલો અને લીસા સુશોભીત, કારમીટ પથરાઓની બનેલી કુદરતી બેઠકો માણસના મનને બાગ બાગ બનાવે એવા છે.

*   *   *   *   *

શનીવારની સાંજના ૭ વાગાના સુમારે એક જાલી બોટમાં બે ખુબસુરત બુલકાઓ આયા સાથે ફરવા જતાં જણાય છે, તેઓ જ્યુપીટર લેન્ડવાળા બેટ તરફ જાય છે. સાંજના સાત વાગે તેઓ એ બેટની હદમાં રહી શકે એમ નહિ હોવાથી બોટવાળા જલદી જલદી લઈ જવાની ધાંધલ કરે છે. ઘણા ખરા બોટવાળા આટલી અસુરે તે તરફ જવાની હીમત કરી શકતા નથી પણ બમણા ત્રમણા દામની લાલચે, આ લોકોને કબુલ કરી પોતાનુ કાર્ય જલદી આટોપી લેવા ઉતાવળથી બેટ તરફ દોડે છે.

બે કલાકનો રસ્તો ફકત ાાા કલાકમાં કાપી તેઓ બેટ નજીક પહોંચી ગયા. આયા તથા બચ્ચાં નીચે ઉતરી પગ છુટા કરવા જરા ફરવા લાગ્યાં. આયા સાથે એક કાળો સીદી નોકર છે. લાંબા પહોળા હાથ, વિકરાળ ચહેરાનો આ સીદી જાણે આજ બેટનો રખેવાળ હોય એવો ભાસ થાય છે, પણ તેના તેવા પ્રચંડ શરીરપર એક સોલજરને શોભે તેવા કપડા હોવાથી આ બેટનો રખેવાળ એવો સુધરેલો હોય એમાં જરા શંકા થાય છે.



આવા બહાવરી બની બચ્ચાંઓએ ધાંધલ મચાવી મૂક્યું. પાનું ૫૬.

શ્રી કૃષ્ણ પ્રેસ, અનંતવાડી, મુંબઈ. ૨.

એ સીદી બાદશાહ આવા સાથે બચ્ચાનાં રક્ષણાર્થે હમેશાં સાથેજ રહે છે અને આજે પણ છે. આ સીદી બાદશાહ આજે પોતાના શેઠનો હુકમ બજાવવા આવ્યો છે અને તે કેમ જલદી પાર ઉતરે તેના વીચારમાં છે.

બોટવાળા ઉતાવળ કરવા લાગ્યા. કારણ કે હવે બોટની હદ તજી જવાને ચેતવણીની તોપ પડવાના ટાઇમને ફકત દસજ મીનીટ છે. પણ સીદી બાવા ગણકારે શેના ? તે તો એક ઘેલાની માફક આંહીથી આંહી ફર્યા કરે છે. એકાએક તોપનો અવાજ થયો અને સઘળા બોટ તરફ દોડયા, બેડા અને બોટ કિનારા તરફ દોડી. પાંચેક મીનીટના અરસામાં તો બોટમાં એક ભયંકર અવાજ થયો અને બોટ સળગી ઉઠી, બોટનું ઇન્જીન સળગ્યું હતું, બોટવાળા ગભરાયા આયા બહાવરી બની બાળ બચ્ચાઓએ ધાંધલ મચાવી મેલ્યું. સીદી બાવા દરીયામાં પડી કયાં નાસી ગયા તે ખબર ન રહી. એક બે અને ત્રણ મીનીટ બોટ તળીએ જવાની તઇયારી કરવા લાગી, બોટવાળા દરીયામાં ટપોટપ કુદી પડી મોટી મોટી વામ ભરતા લાવસી બેટ તરફ નાઠા. એકાએક બીજી જાળી બોટ આવી પહોંચી, નજીક આવી એક જુવાન કદાવર શખ્સ, સળગતી બોટમાં કુદી પડયો. તેણે જીવની દરકાર ન કરી, પેટરોલની ઝાળથી તેના કપડાં સળગી ઉઠયાં, તે તરફ તેનું ધ્યાન ન હતું. એકદમ ખુણામાં સલામત ઉભેલાં રડતાં બન્ને બચ્ચાંઓને ગોદમાં દાબી પોતાની બોટમાં યાહોમ કુદી પડયો.

તેના કુદી પડવાની સાથે બોટ બોંયતબીએ બેડી; આયાનો પત્તો મેળવવાનો ટાઇમ ન રહયો અને આગમન ફીરસ્તો પોતાની બોટને પાછી ફેરવી આવેલ સ્થાને ચાલ્યો ગયો.

એ બધું પાંચ મીનીટના અરસામાં બની ગયું. સીદી બાદશાહનો પત્તો ન લાગ્યો. ખારવાઓ તો કીનારે પહોંચી ગયા અને સત્તાવાળાઓને અકસ્માતની વાત કરી. આયા બળી મુઇ અને સમુદ્રને કબર બનાવી સદાની સુતી, ભુલકાંઓને કોઇ ફીરસ્તો આવી લઇ ગયો, પણ તે કોઇના જાણમાં ન આવ્યું.

---

# પ્રકરણ ૫ મું.

## બારે વહાણ બુડયાં.

અકસ્માત બન્યાને બીજે દીવસે સવારમાં એક સુશોભીત અંગલામા, રાજ્યવંશી દીવાનખાનામાં એક ૩૫ વર્ષની ઉમરનો શખ્સ ખુરસી પર આડો પડી, કાંઇ ન્યુસ વારે ઘડીએ ઉપાડે છે અને મુકે છે. તેની આંખમાંથી આંસુની ધાર બન્ને આંખના ખુણામાંથી ગાલો પર ઉતરી ખમીસને ભીંજવે છે, તેને લ્હોવાની તે દરકાર કરતો નથી. આંસુ તો લ્હોવાની તેને શુધ પણ નથી. તેનો ચ્હેરો શોક સાગરમાં ડુબેલો જણાય છે અને તેના હોઠ જરા ફડફડતા બડબડતા જણાય છે, તેના આ સર્વ શોકનું કારણ આ ન્યુસનું કાંઈ લખાણ છે. ચાલ પ્રિય વાંચક, જોઇએ કે એવું શું લખાણ છે ?

### ભયંકર સમુદ્રમાં અકસ્માત.

" ગઇ કાલે સાંજના સાત વાગે જ્યુ પીટર લેન્ડ બેટ કીનારેથી પાછી ફરતી એક બોટનું ઇનજીન એકાએક સળગી ઉડવાથી બોટમાં આગ લાગી હતી, પાંચ મીનીટની અંદર બોટ દરીયામાં ડુબી ગઈ

હતી, ચાર ખલાસીઓ ઉપરાંત એક આયા બે બચ્ચાં અને બચ્ચાંઓનો રખેવાળ એક સીદી આગબોટમાં હતાં, ખલાસીઓએ બોટને બચાવવા જીવતોડ મહેનત કરી હતી પણ નીષ્ફળ થવાથી અંતે પોતાની જાન બચાવવા દરીયામાં પડી તરતાં તરતાં કીનારે આવ્યા હતા, હબસી સીપાઇનો પતો હજુ લાગ્યો નથી. આયા તથા બચ્ચાંઓ બળી મુઆં હોય તેમ જણાય છે.

તે બચ્ચાં તથા આયા અત્રેના જાણીતા ખોજા શેઠ મહમદઅલીભાઈના છે, મહમદઅલીભાઇ આ અચાનક દુઃખથી ઘણા બેચેન બન્યા છે, અને અમો પણ તેમની દીલગીરીમાં ભાગ લઇએ છીએ.

મહમદઅલી શેઠ આ સમાચારથી તદન દીવાના જેવા થઇ ગયા છે, તેઓના બારે વહાણ ડુબી ગયા તેમની આશાના ફુલો કરમાઇ ગયાં, તેમને હવે સંસાર કડવો ઝેર જેવો જણાયો, નહિ સ્ત્રીનું સુખ કે નહિ પુત્રોનું, લક્ષ્મિથી મઢાએલ હોવા છતાં ચિન્તાથી સળગતું શરીર સુખી કયાંથી હોય ? મહમદઅલી શેઠનું આ સંસારમાંથી દીલ ફરી ગયું. અને વીરકકત થઈ જવા વીચાર કર્યો પણ મોટુ નામ, અઢળક ધન, અને આ દુનીયામાં અવતાર લેવાનું કાંઇ સાર્થક ન થયું એ જોઇ તેઓના દીલને મોટો ધા લાગ્યો, તેઓ વીચાર કરવા લાગ્યા કે “ હું માયાના પાસમાં અંધ બની ગયો, કંગાલ સ્થિતીએથી હું આટલી સ્થિતીએ પહોંચ્યો તેનું સાર્થક મેં શું શું કર્યું ? સરકાર દરબાર અને દરેક સ્થળે મોટું માન મેળવ્યું. દરેક સ્થળે પંકાયો, યશોગાન

ગવાર્યા. પણ મારી કોમ માટે, મારા દીન ભાઇઓ માટે અને મારા દીન માટે મેં શું કર્યું ? જ્યારે આ જગ્યામાંથી કુચ કરવાનો વખત આવશે, ફીરસ્તો આવી લઇ જશે અને જ્યારે મને પૂછવામાં આવશે કે, ખુદાવંદ તાલ્લાએ તને આટલું ધન, આટલી કીર્તિ આપી તેનો શું ઉપયોગ કર્યો ? અહા ! ત્યારે હું શું જવાબ આપીશ ? મેં એકઠી કરેલી આ દોલતનો કોણ ઉપયોગ કરશે ? તે હું કયાં જાણું છું ? મધમાખીઓ મહેનત કરી મધ એકઠુ કરે છે, પણ તે બીજાના ઉપભોગ માટે ! ! મારી પણ એજ દશા થઇ, ગધ્ધાની માફક મેં આ ધન એકઠું કર્યું, પણ તેનો ઉપયોગ કોઇ બીજોજ કરશે ! હાય, મારા પુત્રો ! મારી સુશીલ પત્નિના બે પ્રસાદો માટે મેં આ ધન કેટલી સંભાળથી સાંચવી રાખ્યું ? ! અહા ! તેઓ તો હવે નથી, ત્યારે આ ધન પણ શું કામનું ? એવા વઇરાગી વિચારે શેઠ ઘેલા થયા, ઘડીમાં હસતા, ઘડીમાં રડતા, ઘડીમાં હાથ પગ અફાળતા, અર્ધ ઘેલી અવસ્થામાં બુમ મારી કે “ નવી, ઓ નવી, અહીં આવ ? ”

લયલા દોડતી આવી, લયલા આ અકસ્માતથી દીલગીર થઇ હતી, તે નવી હતી પણ બચ્ચાં તરફ તેનો અપુર્વ પ્રેમ હતો. તેને બચ્ચાં તરફ જરા પણ દવેષ દ્રષ્ટી નહતી. તે મગરૂર હતી, પણ દયાની દેવી હતી. તે પતીને વશ રાખવામાં માન સમજતી, મગરૂરી હતી પણ દયાહીણ ન્હોતી. તેનું હૃદય મીણનું હતું અને આ બચ્ચાંના વિયોગ જવાળાએ તેને પીગળાવી દીધું હતું. તે રસ હૃદયમાંથી ઉંચો ચડી આંખદ્વારા નીરંતર વહેતો તે રડતી આવી. પતીની આ હાલત જોઇ

તેનું ગુમાન હેઠુ બેઠું. તે પતીને પગે પડી અને છાતી ઉપર માથુ નાંખી એકદમ રૂડવો મૂકયો. લયલા આ પહેલીજ વખત શેઠને નમી હતી. આ પહેલીજ વખતે શેઠને પગે પડી હતી ને નમ્ર બની હતી. તેના નાકના ઉંચા ટેરવાને બાળકોના વિયોગ દુઃખે આજેજ નમાવ્યા હતા.

એક દુઃખના બે ભાગીયા થાય ત્યારે કુદરતી દુઃખ અરધુંજ થઈ જાય, તેમ એમને પણ થયું. શેઠ જરા હોશમાં આવ્યા અને પોતાની ગુમાન ભરી પત્નિને આવી આધિન, નમ્ર બનેલી જોઇ તેઓ પણ નમ્ર થયા, છાતી પર પડેલાં માથા પર પોતાનો હાથ ફેરવ્યો અને છાતી સરતી ચાંપી.

"પ્રીયા, વહાલી, રડ નહિ!" એટલું માંડ માંડ તેઓ બોલી શકયા.

"ન રડું તો શું કરૂં? વહાલા! મહારા બચ્ચા કયાં? મહારા બાળક કયાં? લાવો, લાવો, તમારાજ આ બધા કારસ્તાન છે! હું હવે એમ નહિ કરૂં? હું તમને આધીન થઇ રહીશ? હું હવે તમારાથી નહિં અકડું, વહાલા, આવી મશકરી ન હોય! વહાલા, મારો વાંક માફ કરો? લાવો લાવો, કયાં સંતાડયા છે? હવે તો હદ થઇ! હું મરીશ હો! હવે પડીશ—" એટલું બોલી બેબાકળી બની મોઢું મોકળું મુકી દીધું.

શેઠને દયા આવી, તેને ગોદમાં લઈ ચાંપી, આંસુ લુછતાં કહયું—" પ્રિયા, ન રડ, આમ ઘેલી ન થા, ગઇ વસ્તુ પાછી આવતી નથી. મરેલા જીવતા થતા નથી, આમ અફસોસ કરવાથી કાંઇ વળવાનું નથી ઉઠ, ઉભી થા."

શેઠે હાથ ઝાલી **લયલાને** બેઠી કરી સ્વસ્થ બેસાડી. **લયલા** કાંઈ બોલી શકી નહિ. એવામાં **શમસુદીન** શેઠ મળવા આવ્યા છે, એમ આયાએ કહેવાથી **લયલા** ઉઠી સામે ખુરસીપર બેઠી.

**શમસુદીન** આવી શેઠને યા અલ્લી મદદ કરી શેઠની પાસે બેઠો. **શમસુદીન** ઘણો દીલગીર જણાયો, તેની આંખમાં આંસુ વહેતા સ્પષ્ટ દેખાતા હતા, મોં ઉતરેલું હતું અને ઘડી ઘડી રૂમાલ વતી આંખો લુછતો હતો. લુચ્ચા માણસો પોતાનો દાવ રમવામાં બહુ કુશળ હોય છે, ખરૂંજ કહયું છે કે—

**રણકો ભારે કરતો ખાલી ઘટને,**
**મયુર બહુ પ્રલપે,**
**ચિતા બાજ ન બોલે,**
**તો પણ શીકાર ઝટ ઝડપે.**

[ દોલતરામ. ]

**નમન નમન મેં ફેર હય,**
**બોત નમે નાદાન,**
**દગલ બાજ દુત્તા નમે,**
**ચિતા ચોર કમાન.**

શેઠને શમસુદીને દીલાસો આપ્યો અને પોતે તેમના દુઃખમાં કેવો એ દુઃખી હોય તેમ જણાવ્યું. અંતે કામ-કાજ પુછી કામે વળગ્યો.

લયલા ઉઠી પોતાના દીવાનખાનામાં ચાલી ગઇ હતી. હવે શેઠ એકલા પડયા આરામ ખુરશી પર લાંબા થઈ પડયા, અનેક તર્ક વિતર્કો કરતાં નિદ્રાવશ થયા, આ દુઃખમય સૃષ્ટીમાંથી સ્વપ્ન સૃષ્ટીમાં વિચરવા લાગ્યા.

પ્રિય વાંચક! મહમદઅલી શેઠ સ્વપ્ન સૃષ્ટિમાં વિચારવા લાગ્યા આપણે તેમની સ્વપ્ન સૃષ્ટિનો આનંદ અવલોકવા જવું છે પણ હાલ તો થોડો વખત થોભી જા!!



[redacted] શ્રી. ઇ. ઇ. મિત્ર
મંડળ વતી ખોજા ગુલામઅલી લાલજીએ ગ્રાંટ-
રોડ, સ્લેટર રોડ, મુંબઇમાં પ્રગટ કરી.

આ ચોપડી મુંબઈ મધે ડુંગરી મારકેટના સામે આવેલા
ધી "મુસલીમ" પ્રીન્ટીંગ પ્રેસ (છાપખાનું,) માં
ખોજા ગુલામહુસેન મહુમદભાઈ શરીફભાઇએ છાપી.



# ખોજા કાનજી મીઠા

ઠે. ખોજા જમાતખાના સામે -

મુંબઈ. નં. ૩.

COPY RIGHT

S.V. GORAKSHAKAR

બહાર ગામના ઓરડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવેછે.